# રામનામ ભજનાવળી





—શ્રી [illegible] પુસ્તકાલય. [illegible] [illegible] સુરત.—

## નરસિંહ મહેતાની હુંડી-રાગ લાવણી

નરસીં મહેતા ભગત હરીના, જુનાગઢના રહેવાસી
હુંડી કરાવવા આવ્યા ગામમાં ચાર જણા તીરથવાસી.—ટેક.

આવી ગામમાં પુછવા લાગ્યા, મોટા શેઠ સાહુકારોને,
સાતસે એક રૂપીઆની હુંડી દ્વારીકામાં આપો અમને;
સરવ મળી મનસુબો કીધો, મોકલ્યા મહેતાને નરસૈં કને,
ને ...ી હુંડી સ્વીકારે લાગ્યા મશ્કરી કરવાને.
નર હેતાને ઘેર આવ્યા ચાલી. બેસારયા છે આસન આપી,
મેં ાત પુછેછે પહેલી. કયાંથી આવ્યા કયાં જાવછો ચાલી?
અ નીકળ્યા તીરથ કરવા દ્વારકાથી જાશું કાશી—હુંડી કરાવવા.

હ રહીને કહે પરદેશી, મહેતા વાત મારી સાંભળો;
ધે .મારે રૂપીઆ ભરીયે તેની હુંડી કરી આપો,
સ ં એક સુરતી સીક્કાના, થેલી લઇ ઘરમાં મુકે,
કા નો કટકો લખી આલો, તે પર હુંડી કરી આપો.
કે ા થઇને પ લખે છે સુરજની, મ શામળ કરે છે,
શ ળસાનું નામ ... આપશો તો ... લજ્યા રહેશે;
 ળનો કટકો લખી આલ્યો ત્યાંથી ચાલ્યા પરદેશી—હુંડી કરાવવા.

રદેશીને પંથ વળાવી મેહેતા વાત પુછે સઉને,
આ ધનને આપણે શું કરીએ ખવરાવી દો સંત સાધુને.
ઘી-ખાંડને-લોટ મંગાવ્યો લાગ્યા રસોઇ કરવાને,
ભાવતાં ભોજન આપે ... થાળ ધરાવ્યો ઠાકોરને;
સો-એક સાધુ થયા એકઠા, ફેંકી દીધાં સઉના એઠાં,

મેહેતા હતા તેવા થઇ બેઠા નાહી ધોઇ મંદીરમાં પેઠા;
હાથ જોડીને અરજ કરૂં મારી લજ્યા રાખશો અવિનાશી—હુંડી કરાવવા.
હવે વાત કહું પરદેશીની, થઇ-નીકલ્યા દ્વારકાંની માંહી,
મોટા મોટા સાહુકારોને પુછે શામળશાની પેઢી કયાંહી,
આતો નગરમાં નથી શામળશા ઘેલા થયા કે અક્કલ ગઇ.
તેમ તેમ ફાળ પડે પેટમાં રૂપૈયા મળશે કે નહીં.
ખોળા ખોળી કરે નગરમાં નથી આવતું કોઇ નજરમાં,
ઠગ મળ્યો એક જુનાગઢમાં, ખોટી ચીઠી લખી આપી હાથમાં;
હાથ કપાળે દઇને બેઠા ચારે જણા ત્યાં થયા ઉદાસી—હુંડી કરાવવા.
નરસૈ મેહેતાનું વચન રાખવા શામળશા રૂપીઆ લાવ્યા,
સામસામી થયા એકઠા કહો પરદેશી કયાંથી આવ્યા,
અમે નીકળ્યા તીરથ કરવા, જુનાગઢ રૂપીઆ ભરી આવ્યા,
ખોટી ચીઠી લખી આપી હાથમાં-શામળશાને બતલાવ્યા.
અમે છિએ નરસૈ મહેતાના, લ્યો રૂપીયા સુરતી સીક્કાના,
સાતસો એક રૂપીઆ ગણી આપ્યા ચાર જણાં ત્યાં થયા ખુશી—હુંડી કરાવવા
શામળશા જેગોપાળ કરે છે, રૂપીયા તમારા સંભાળજો,
ભરીપુરીને પામ્યા રૂપીઆ-મહેતાજીને જઇને કહેજો.
રખે દીલમાં જરા હરઅકતા કામકાજ હોય તો કહેજો,
મંછારામ સત ગુરૂને શરણે સાચા ગુરૂને સંભાળજો-હુંડી કરાવવા.

---

## કેલઇયાનું—ભજન.

શેઠ સગાળશા સાધુને સેવે વાણીઆ પાળે વૃત.
ન મળ્યા સાધુ ને રહ્યા અપવાશી ટાળવાને આવ્યા તરત.

કૃષ્ણજી કુડીયા થઈનેરે વેશ અતીતનો લઈનેરે,
ચંગાવતીએ ચરણામૃત લીધા નવરાવીને નાથ.
પલંગ ઉપર પધરાવીને સ્વામી કીધા સનાથ,
ખાંતે ભોજન ખીરનાં કીધાંરે પીરસીને આગળ દીધાં.
ખીર રોટલી અમે જમતા નથી, નથી અન્નનો આહાર.
માઝન લોક અમે માંસના આહારી એમ બોલ્યા કીરતાર.
પાછો વચન બોલ્યા આવું સમજી લેજે સાધુ,
કસાઈ વાડે જઈ કરીને છુપાવી લાવ્યા માંસ.
ચંગાવતીએ રસોઈ સુધારી પીરસીઓ પરસાદ,
વાયુ ઢાળે નરને નારી જમો તમે દેવ મોરારી
અમેરે માટી માણસની જમીએ પર માટી નવ ખ્યાર.
અઘોર પંથ રહેવું અમારે ખેલ ખાંડાની ધાર,
વાંણીડા વર્તજ ફળશેરે આવી અવિનાશી મળશે,
માંગ્યું વેચાતું માણસ ન મળે હઈએથી નહી હાર,
માત પિતાએ પરીયાણુ કીધાં, કેલૈયો સંહાર.
વાતો તો રહેશે વીશેકે કેલૈયો નાથને લેખે,
ભણુતો ગણુતો ભાગ્ય કેલૈયા, માન હમારી પતીત,
માત પીતા તારા મારવા બેઠા આંગણે આવ્યો અતિત.
એ શું બોલ્યા ગુરૂજી મારા માવીતર છોડ્યાં કેમ જાય,
નવ માસ જેણે ઉદર રાખ્યો, ગુણ ઓશિંગણ થાય,
ભકિત મારી શીરને સાટેરે, શું થાશે મસ્તક માટે.

હું ભાગું તો ભોમી લાજે, ભોરીંગ ન ઝીલે ભાર.
મેરૂ સરીખા ડોલવા લાગે આકાશને આધાર.
મેહેરાં પણ માઝા મુકેરે કેલૈયો સત્ય ન ચુકે,
માતાએ મુખનાં બીડડાં લીધાં નાંખીને નીશ્વાસ.
આવતો ઘરમાં લીધોરે, મારવાને પરીયાણ કીધો,
એ શું બોલ્યાં માતાજી મારાં નાખીને નીશાસો આજ.
સફળ મનખો કેલઈયાનો માંસ જમે મહારાજ,
ધન્ય ધન્ય આજનો દહાડો જુગતેથી જીવણને જમાડોરે.
માત પીતાએ બંને મળીને છેદયું કેલઈયાનું શીષ,
અણઘટતી તો એણે કીધી જમાડવા જગદીશ.
ખેલ રચ્યો ખાશોરે પ્રભુ હવે પારણું કરો,
નાથ કહે મારી નજરે લાવો પુત્ર તમારો છે એહ.
મસ્તકની તમને માયા લાગી છે એમ અવીનાશી કેહ,
તમે છો નરને નારીરે જુઓ મન વાત વીચારીરે.
ખાંડણું ખાંધો સુખેથી હસો, કોરા પાલવ પેર,
આંખમાં તમે આંજણ આંજો મનમાં ન આણો મહેર.
તમે છો સાચા સતીરે, એમ બોલ્યા જુના જતી,
મુસ્તક લઈ ખાંડણીયામાં ખાંડે પીતાને વળી માય.
આંખોમાં એમને આંસુ ન આવે, હરખે હાલરડાં ગાય.
ભોજનીઆં તો ભાવશું કીધારે પીરસીને આગળ દીધાં.
સત્યવાદી તમે સાચાં સતી, સત્ય અમારે છે એહ,
વાંઝીઆનું અમે જમતા નથી, એવું અવીનાશી કેહ.

તમે છો નરને નારી, જુઓ મન વાત વિચારી,
સગાળશાના મનમાં ચોરી, બીજું ન મળે બાળ,
ભગવાન અહીંથી ભુખ્યા જાય તો નીશ્ચે ખુટયા કાળ.
બંદગીઓ તો સંતની કરીએ, નીકર વણુ માર્યા મરીએ,
સગાળશા કહે પુર્વ જન્મનાં પ્રગટયાં અમારાં પાપ.
ગુરૂ હુઆએ ગોત્રી માર્યાં મારેલાં માને બાપ,
ડુંગરીયે દવ લગાડયો, તેં તો મારો ખેલ બગાડયો.
ચંગાવતી કહે પાંચ મહીનાનું મારે છે ઓધાન,
ભલે આવ્યા સ્વામી ભાવે અમારા તમ સરખું કામ,
ધણી મેં તો તમને ધાર્યારે, તમે મારા ખેલ સુધાર્યા.
ચંગાવતીએ છરી લીધી પાળી મારવા પેટમાંય,
અચાનક નાઠા ઉઠીને બહુ નામીએ ઝાઝી બાંય.
સાચી છે ટેક તમારીરે; માગો હવે કે દેવ મોરારી.
કેલઈયાને સજીવન કીધો બેઠો રમે છે બહાર,
પછી સતી બોલ્યાં વિચારી ભુદર દેજો ભકિત તમારી.
ભણતો ગણતો આવ્યો કેલઈયો લાગ્યો હરીને પાય,
માતાએ મોતીડે વધાવ્યો હૈડે હરખ ન માય.
દાતારે તો દરશન દીધાંરે લ્હાવા લાખેણાં લીધા,
સગાળશા શેઠ ચંગાવતીએ એવું ધરાવેલ નામ,
ભાણુ પ્રતાપે ભણે રતનદાસ તેને તરછોડીએ કેમ,
મોહનજીને મળવાને માટેરે; જાવું વૈકુંઠની વાટે.

---

## કાચબા કાચબીનું ભજન—

કાચબો, અને કાચબી, એ તો હતાં હરીનાં દાસ,
દરશન કારણે બારણે આવીયાં રાખીને વિશ્વાસ.
આવતાંજ નજરે ભાળ્યાં ઝાલીને બાંધી માર્યાં,
કળકળમાં તું કાચબી કુડી રામયાની રીત છે રૂડી,
કાચબો કહે છે કાચબીને ભુંડી તું ધારણ રાખ ધીર.
આપણને ઉગારશે વાલો જુગતે જાદવ વીર.
ચીંતા મેલી ચરણે આવો, મરવા નહિ દે માવો.
વારે વારે તુને વારતી કંથ મારૂં ન માન્યું કે'ણ,
કાળ આવ્યો કોણ રાખશે તમે નીચાં શું ઢાળો નેણ.
પ્રભુ તારો નાવીયો પ્રાણી. માથે આવી મોત નીશાની
અબળાને ઇતબાર ન આવે કરે કોટી ઉપાય,
કીધું ન માને કોઇનું ગાયું પોતાનું ગાય;
એવી વિશ્વાસની વાણી, પ્રથમ પહેલી મત છે પાની.
કાચબી કહે ક્યાં ગયો તારો રાખણ વાલો રામ,
પ્રાણ ગયા પછી પહોંચશે, શું કરશે તારો રામ;
મુઆ ટાણે મતી મુંઝાણી, તુટ્યા પછી ઝાલવું તાણી.
ત્રીકમજી ત્રણ લોકમાં મારે તમારો વિશ્વાસ,
અટક પડે ત્યારે આવજો મારા આતમાના આધાર.
છોગાળાજી વાત છે છેલ્લી, થાજો, અબળાના બેલી.
ત્યારે કાચબી કહે કોણ ઉગારે, તારો જાતો રહ્યો જુગદીશ.
ચાર દીવસથી સળગાવીઆં, લઇને ઓર્યાં વીચોવીચ,
આમાંથી જો ઉગરીએ, પાણી બહાર પગ ન ભરીએ.

બળતી હોય તો બેસ મારી પીઠ પર રાખું તારા પ્રાણ.
નીંદા કરે છે મારા નાથની, એનો મારે છે સુર્જને બાણ.
વાલો મારો આવશે વારૂ, આપણુને તારવા સારૂ,
કાચબી કહે કીરતાર ન આવ્યો, અને આપણો આવ્યો અંત,
હરી નથી કોના હાથમાં તમે તે શું બાંધ્યો તંત.
જેનો વિશ્વાસ છે તારે તેનો ઇતબાર નથી મારે.
વીઠલજી મારી વારે ચડજો શામળા કરજો સાર,
લાજ લોપાશે લોકમાં પછી બીજી કોની વા'ર;
હરી મારી હાંસી થાશે, પ્રભુ તારી પતીત જાશે.
ત્યારે કેશવજીએ કરૂણા કરી મોકલ્યો મેઘ મલ્લાર,
આંધણમાંથી ઉગારીઆ બોલ્યા કાચબાને કીરતાર;
ભોજલ કહે ભરૂસો જેને, ત્રીકમજી તારસે તેને.

---

## સ્વગ નીસરણી. —ભજન—

ધન ધનરે આજે ધારણુ ધરીયાં, દયા કરીને મંદીર આવોરે રામ.
ધરમ રાજા ધરમપુરીમાં બેઠા, વૈષ્ણુવની વાર્તા કરેરે રામ.
પાપી પાખંડીને બાંધી લાવો, વૈષ્ણુવની રક્ષા કરજોરે રામ.
એમ કરી ચાર જમડારે ચાલ્યા, મૃત્યુ લોકમાં આવ્યારે રામ.
પાપી પાખંડીને કેમ ઓળખીએ, વૈષ્ણુવ જન કેમ ઓળખીએરે રામ.
સ'વારના પહોરમાં નહાવું ને ધોવું પુન્ય ને દાન કાંઇ કરતારે રામ.
એ એંધાણીએ વૈષ્ણુવ જાણવા, પાપી ચંડાળને બાંધી લાવોરે રામ.
એમ કરીને ચાર જમડારે ચાલ્યા, રાજાના હાડમાં પેઠારે રામ.
પહેલોરે કહે છે હું તો તાવજ થઇશ, બજારે હાથ કાઢી બેસુંરે રામ.

**બીજોરે** કહે છે હું **વૈદજ** થઇશ, રાજાની નાડીઓ જોઉંરે રામ.
**ત્રીજો** કહે હું તો **જોશીરે** થઇશ, રાજાના જોશ જોઉંરે રામ.
**ચોથો રે** કહે હું તો **શેઠીઓ** થઇશ, બજારે હાટ કાઢી બેસુંરે રામ.
એમ કરીને ચાર જમડારે ચાલ્યા, રાજાના હાડમાં પેઠારે રામ.
રાજાની દાસી તો વૈદ પોકારે, વૈદના વૈદ બોલાવેરે રામ.
મંછારામ વૈદ તમે અહીંજ આવો, રાજાની નાડી જુઓરે રામ.
તાવ તરીઓ ને એકાંતરીઓ, ચોથીઓ ઝામર ન જાણું રે રામ
એમ કરીને એક પડીકી આપી, ત્યાંહાંને ત્યાંહાં ઘડીના થવારે રામ.
સગાં વહાલાં સરવે ટોળે થઈ બેઠાં, અંતરના સગા સોડમાં પેઠારે રામ.
જીવ જતાં એનો કોઇએ ન જાણ્યો, પલમાં દેહજ પડીઓરે રામ.
લીલુંડા **વાંસની** પાલખી બંધાવી ઉંચકનારા ચારરે રામ.
ચાર જણા એની સાથે ચાલે, પુરૂષ પાલખી લીધીરે રામ.
ચકલા સુધી એને સરવે વળાવે, વ્હાલા વળાવી પાછા વળીયારે રામ.
પહેલે પગથીએ પ્રાણી જેમતેમ ચડીયાં, બીજે પગથીએ ભાલા દીઠારે રામ.
આરે ભાલામાં હવે કેમરે ચલાશે, હવે શી ગતો થાશેરે રામ.
ભાલા દેખીને પ્રાણી થર થર કંપ્યા, ધુસકે ધુસકે રોવા બેઠારે રામ.
ભલો જમડો ફરી ફરી જીવને પુછે, **શા કર્યા પુન્યને દાનરે રામ ?**
નથી કર્યા પુન્ય મેં તો નથી કર્યા દાન. દયાનો મારગ ભુલી ગયોરે રામ.
હુંરે શું જાણું આગળ વિપત પડશે, જમડા તો માર ઘણો મારેરે રામ.
લોઢાની ગેડીઓ વતી પ્રાણીને મારે, બરકાને બુમો પાડેરે રામ.
બીજે પગથીએ પ્રાણી જેમતેમ ચઢીયાં, ત્રીજે પગથીએ ગોખરૂં દીઠારે રામ.
આરે ગોખરૂમાં હવે કેમરે ચલાશે. હવે શી ગતો થાશેરે રામ.
જોરે જોડાંનાં દાન કર્યાં હોય તો, પ્રાણીને પાર ઉતારેરે રામ.
જોરે જોડાનો અનુગ્રહ આપ્યો હોય તો, કહેને ભાડે આણી આપુરે રામ.

ફરી ફરી મને શું રે પુછો છો, નથી કર્યાં પુન્યને દાનરે રામ.
ભલા તે જમડાને ક્યારે આવી, જુનો જોડો એને આલ્યોરે રામ.
ભુંડા જમડાની નજરે પડ્યો તો, ઘોલ મારી ખુંચી લીધોરે રામ.
દૈવના ચોર તારે કાંઇ હતા કેને, ઉત્તમ દેહીઓ તમને આલીરે રામ.
ફરી ફરીને હવે મનખો નહી આવે, લક્ષ ચોરાશીમાં પડજોરે રામ.
ત્રીજે પગથીએ પ્રાણી જેમતેમ ચઢીયાં, ચોથે પગથીએ ભૂખો લાગીરે રામ.
આરે ભૂખોથી હવે કેમરે ચલાશે, હવે શી ગતો થાશેરે રામ.
ઓ પેલા ઓ પેલા ભંડાર ભરીયા, તેમાંથી શેર અન્ન આપોરે રામ.
એકસોને બે વરસ સુધી કમાયો, ઉખલે બન્ડે બાધું રે રામ.
લક્ષાધિપતિરે બાઇ જેરે કહેવાયો, વહાણો જેને ઘેર ચાલેરે રામ.
તેમાંથી કાંઇ તારે હાથે આલ્યાં હોય તો, તે તારી સાથે આવતરે રામ.
ચંમુ ઝરીઓ તારી કોરેરે મેલાશે, ખોખરે દોણી સાથે આવેરે રામ.
ચોથે પગથીએ પ્રાણી જેમતેમ ચઢીયા, પાંચમે પગથીએ રૂધીર દીઠારે રામ.
આરે રૂધીરમાં હવે કેમરે ચલાશે, હવે તો શી ગત થાશેરે રામ.
જેરે ગાયોના દાન કર્યાં હોય તો, તરીને પાર ઉતારોરે રામ.
નથી કર્યાં પુન્ય મેં તો નથી કર્યાં દાન, દયાનો મારગ ભૂલી ગયોરે રામ.
પાંચમે પગથીએ પ્રાણી જેમતેમ ચઢીયા, છઠે પગથીએ થંભ દીઠારે રામ.
આરે થંભે પ્રાણીને બાથ ભીડાવો, બડબ બળ્યો બડબ રહ્યોરે રામ.
બાઇરે વૈમાન તારા ઉભારે રાખ, તેં તો શા કરીયા પુંન્ય દાનરે રામ.
ઉનાળે જેણે પરબો મંડાવી, ચોમાસે આપ્યા વિશ્રામ ઠામરે રામ.
શીયાળે ડગલા ડોટીયો આપી, ભુખ્યાને ભોજન આપ્યારે રામ.
બ્રાહ્મણ શ્રવણને મેં તો સીધાંરે આપ્યાં, તેને પુન્યે વિમાન મળ્યારે રામ.
છઠે પગથીએ પ્રાણી જેમ તેમ ચઢીયાં, સાતમે પગથીએ કુંડ દીઠારે રામ.

ચોરે બેસી જેણે ચાડીઓ કીધી, જુઠી સાખ્યો ઘણી પુરીરે રામ.
એરે પ્રાણીને પેલા કુંડમાં નાંખો, એની શી ગત થાશેરે રામ.
કાન ખજુરા એના કાનમાં પેસે, હાડીઆ આંખ્યો કોચેરે રામ.
સ્વર્ગની નીસરણીનાં સાત પગથીઆ, ગાય શીખેને જેકોઇ સુણે રે રામ.
ભટ **પ્રેમાનંદ** એમ જ કહે, વૈકુંઠ તેનો વાસરે રામ.

---

## નરસીંહ મહેતા કૃત-રાગ-પ્રભાત (નાગદમન)

જળકમળ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે તને મારશે, મને બાળહત્યા લાગશે.–જળ.
કહુંરે બાળક તું મારગ ભુલ્યો ? કે તારા વેરીએ વળાવીયો ?
નિશ્ચે તારો કાળજ ખુટ્યો, અહીંયા તે શીદ આવીયો ?–જળ.
નથીરે નાગણ હું મારગ ભૂલ્યો, નથી મારા વેરીએ વળાવીયો;
મથુરાં નગરીમાં જુગટું રમતા નાગનું શીશ હારીયો.–જળ.
રંગે રૂડો રૂપે પુરો, દીસતો કોડીલ કોડામણો;
તારી માતાએ કેટલા જન્મ્યા, તેમાં તું અળખામણો.–જળ.
મારી માતાએ બેઉ જનમ્યા, તેમાં હું નટવર નહાનુડો;
જગાડ તારા નાગને, મારૂં નામ કૃષ્ણ કહાનુડો.–.–જળ.
લાખ સવાનો મારો હાર આપું, આપુંરે તુજને દોરીયો;
એટલું મારા નાગથી છાનું, આપું તુજને ચોરીયો.–જળ.
શું કરૂં નાગણ હાર તારો, શું કરૂં તારો દોરીયો;
શાને કાજે નાગણ તારે, કરવી ઘરમાં ચોરીયો.–જળ.
ચરણ ચાંપી મુછ મરડી, નાગણે નાગ જગાડીયો;
ઉઠોને બળવંત કોઇ, બારણે બાળક આવીયો.–જળ.

બેઉ બળીયા બાથે વળીયા, કૃષ્ણે કાળીનાગ નાથીયો;
સહસ્ર ફેણુ ફુંકવે જેમ, ગગને ગાજે હાથીયો.-જળ.
નાગણુ સૌ વિલાપ કરે છે, નાગને બહુ દુઃખ આપશે;
મથુરાં નગરીમાં લઈ જશે, પછી નાગનું શીશ કાપશે.-જળ.
બેઉ કરજોડીને વીનવે, સ્વામી મુકો અમારા કંથને;
અમ અપરાધી કાંઈ નવ સમજ્યા, ન ઓળખ્યા ભગવંતને.-જળ.
થાળ ભરી સગ મોતીયે, શ્રી કૃષ્ણનેરે વધાવીયો;
નરસઈયાના નાથ પાસથી, નાગણે નાગ છોડાવ્યો.-જળ.

## નરસીંહ મહેતા કૃત—પદ-રાગ, પ્રભાત—

જાગને જાદવા કૃષ્ણ ગોવાળીઆ, તુજ વિના ધેનમાં કોણ જાશે;
ત્રણસેં ને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડોરે ગોવાળીઓ કોણ થાશે.-જા.
દહિં તણા દૈથરાં ઘી તણાં ઘેબરાં, કઢિઅલ દુધ તે કોણ પીશે;
હરિ તારો હાથિયો કાળીનાગે નાથિયો, ભૂમિનો ભાર તે કોણ લેશે.-જા.
જમનાને તીરે ગૌધેન ચરાવતાં, મધુરીશી મોરલી કોણ વાસે;
ભણે નરસૈયો તારા ગુણ ગાઈ રીઝીયે, બુડતાં બાંહેડી કોણ સહાશે.-જા.

## નરસીંહ મહેતા કૃત-પદ-રાગ, પ્રભાત—

રાત રહે જ્યાહરે પાછલી ખટઘડી. સાધુ પુરૂષને સુઈ ન રહેવું;
નિંદ્રાને પરહરી સમરવા શ્રીહરિ એક તું એક તું એમ કહેવું-રા.
જોગીયા હોય તેણે જોગ સંભાળવા, ભોગીયા હોય તેણે ભોગ તજવા;
વેદીયા હોય તેણે વેદ વીચારવા, વૈષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા.-રા.

સુકવિ હોય તેણે શાસ્ત્ર ગ્રંથ બાંધવા, દાતાર હોય તેણે દાન કરવું;
પતિવ્રતા નારીએ કંથને પુછવું, કંથ કહે તે ચિત્ત ધરવું.-રા.
આપણે આપણા ધર્મ સંભાળવા, કર્મનો મર્મ તે જોવો વિચારી;
નરસૈના સ્વામીને સ્નેહથી સમરતાં, ફેર નવ અવતરે નર ને નારી.-રા.

---

## આશારામ કૃત-પદ-રાગ-પ્રભાત—

પ્રભાતના પહોરમાં દીઠા ડાકોરમાં, ઠીક ઠાકોર શું મન મોહ્યું;
રણછોડરાય છે ભકત ના'વા જાય છે, ગોમતી ગંગામાં અંગ ધોયું.-પ્ર૦
ગોમતી ઘાટમાં હરી મળ્યાં વાટમાં, સેજમાં શામળે સામું જોયું;
નરહરિ નિરખીયા, પ્રેમથી પરખિયા પલક એકમાં પાપ ખોયું.-પ્ર૦
દધંવત દેખાડીયાં ચૌદ રત્ન કહાડીયાં, કામ કેરૂ દુખ દોયું;
વેદનિ વાતમાં સમુદર સાથમાં નાગને નેતરે નિર વલોવ્યું.-પ્ર૦
બોડાણોજી લાવિયા ડંકપુર આવિયા, સર્વના મનમાં શુભ સોયુ;
સ્વામી આશારામના નવેખંડ નામના, શામળે ચિત્તમાં ચિત્ત પ્રોયું.-પ્ર૦

---

## શ્રી તુલસીદાસ કૃત ભજન. રાગ-બીહાગ.

બ્હાનાની પત રાખ, પ્રભુ તારા બ્હાનાની પત રાખ;
બ્હાનારે માટે જો દુઃખ દેશો તો, કોણ જપે તારો જાપ.—પ્રભુ.
રોહીદાસની તમે પાતરી લીધીને, નવ જોઈ જાત કે ભાત;
સેનાની માટે સનમુખ રહીને તમે નાઇ કહેવાયા નાથ.—પ્રભુ.
પ્રલ્હાદની તમે પ્રતિપાલણા કીધી ને, સ્થંભમાં પુર્યો વાસ;
તાતી કઢા તમે શીતળ કીધી, સુધન્વાને માટ.—પ્રભુ.

પંચાળીનાં પટકૂળ પુર્યાંને રાખી સભામાં લાજ;
સાયરમાંથી બુડતો રાખ્યો, રામ કહેતાં ગજરાજ.—પ્રભુ.
ઝે'ર, હતાં તેનાં અમૃત કીધાંને, આપ્યાં મીરાંને હાથ;
મે'તા ને માંડળીક મારવા ધાયો, તો કેદારો લાવ્યા મધરાત.—પ્રભુ.
ભક્તોનાં તમે સંકટ ભાંગ્યા ત્યારે દ્રઢ આવ્યો વિશ્વાસ;
તુળશીના સ્વામીને કહું કર જોડી પુરો અંતર આશ.—પ્રભુ.

---

## નરસીંહ મહેતા કૃત. રાગ-પ્રભાત.

સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથેરે ઘડીયાં;
ટાળ્યાં તે કોઇના નવ ટળે, રઘુનાથનાં જડિયા.—સુખ.
નળરાજા સરખો નર નહી, જેની દમયંતી રાણી;
અડધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યા અન્ન ને પાણી.—સુખ.
પાંચ-પાંડવ સરખા બંધવા જેને દ્રોપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિંદ્રા ન આણી.—સુખ.
સીતા સરખી સતી નહી, જેના રામચંદ્ર સ્વામી;
રાવણ તેને હરી ગયો, સતી મહા દુઃખ પામી.—સુખ.
રાવણ સરખો રાજીયો, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઇ ગયાં, બધી લંકા લુંટાણી.—સુખ.
હરીશ્ચંદ્રરાય સતવાદીયો, તારાલોચની રાણી;
તેને વિપત પડી ઘણી, ભરીયાં નીચ ઘેર પાણી,—સુખ.
સગાળશા શેઠ વેહેવારીઓ, જેની ચંગાવતી રાણી;
કુંવર કેલઇયો વધેરીઓ નયણે ન આણ્યાં પાણી.—સુખ.

શિવજી સરખારે તપશ્રી નહી, જેને વજ્ર કછોટો;
ભોળવાયા ભીલડી થકી, તપમા ખામી ગણાણી.—સુખ.
હનુમાન સરખો મહા જતી, જેને વજ્ર કછોટો,
જાણ્યું તું રાજ આપશે, (પણ) આપ્યો તેલ કચોલો.—સુખ.
દુઃખ પડ્યું સર્વ દેવને, સમર્યા અંતરજામી;
ભક્તવત્સલ ભૂધરો, મહેતા નરસઈનો સ્વામી.—સુખ.

---

## સતી તોરલ. —ભજન—

જેસલ કરી લે વિચાર માથે જમ કેરો માર,
સ્વપ્ના જેવોરે સંસાર, તોળાંદે કરે છે પોકાર.
આવોને જેસલરાય આપણ મળીયે.
ખરા સંત હોયે ત્યાં જઈ ભળીએજી?
આ ભવ આવીયો અવતાર માથે સદ્ગુરૂ ધાર,
જાવું ધણીને દરબાર બેડલી ઉતારે ભવપાર—આવોને૦
મોતી એરણમાં ઓરાય, માથે ધનગ્ કેરા ઘાય.
ફુટે ફોફ્ડીઆં કહેવાય. સાચાની ખરે ખબરું થાય—આવોને૦
નવલખ કોથળીઓ બંધાય, ત્યારે ગાંધીડો કહેવાય,
હિરા માણેક હાટે વેચાય, તેના મુલ મોંઘેરાં થાય.—આવોને૦
નિત્ય નિત્ય ઉઠી ન્હાવા જાય, કોયલા ઉજળા ન થાય,
બેટો ગુણિકાનો તે તો બાપ કોને કહેવા જાય.—આવોને૦
દેખા દેખી કરવા જાય, એ નર અધુરીયા કહેવાય,
હાથમાં દીવો લઇને છતી આંખે કુવે પડવા જાય—આવોને૦
એવી ચાર જુગની વાણી સતિ તોરલ દેવી ગાય.—આવોને૦

**સતી તોરલ. ભજન.**

પાપ ત્હારૂં પ્રકાશ જાડેજા પાપ ત્હારૂં પ્રકાશરે,
ત્હારી બેલડીને બુડવા નહિ દઉં જાડેજારે–તોરલ કહે છે.
હરણુ હર્યાં લખ્ખચાર તોરલ દે હરણુ હર્યાં લખ ચારરે,
કંઇકિ વનમાં મૃગલા મારીયા, તોળાંદેરે એમ જેસલ કહે છે.
કર્મ ત્હારાં સંભાર જાડેજા ધર્મ ત્હારો સંભારરે–તારી બેડલી.
લુંટી કુંવારી જાન સતી નારી, લુંટી કુંવારી જાનરે,
સાત વીશું મોડબંધ મારીયા તોળાંદેરે, એમ–જેસલ કહે છે
ધર્મ ત્હારો સંભાળ જાડેજા ધર્મ ત્હારો સંભાળરે–તારી બેલડી.
તોડી સરોવર પાળ, સતિ નારી તોડી સરોવર પાળરે,
ભાઇ ભાભીને મેં મારીયાં તોળાંદેરે એમ જેસલ કહે છે
કંઇક પરમાર્થ કર જાડેજા કંઇક પરમાર્થ કરરે–તારી બેડલી.
માથાના જેટલા વાળ સતિ નારી માથાના જેટલા વાળરે.
એટલાં કુકર્મો મ્હેં કર્યા તોળાંદેરે એમ–જેસલ કહે છે.
પાપ તારૂં પ્રકાશ જાડેજા પાપ ત્હારૂં પ્રકાશરે;
વિનવે જેસલરાય સતિને વિનવે જેસલરાય,
મારી બેડલી ઉતારો ભવ પાર સતિ–મારી.

---

**ભોજા ભગતનો ચાબખો:—**

પ્રાણીઆ ભજી લેને કીરતાર આતો સ્વપ્નું છે સંસાર,
ધન દોલત અને માલ ખજાનો, પુત્ર અને પરિવાર,
તેતો તમે તજી જાશો, એકલા ખાશો જમના મારરે. પ્રાણીયા.
ઉંચી મેડીને અજબ જરૂખા–ગોખ તણો નહી પાર;
છત્રપતી તો ચાલ્યા ગયા, તેના બાંધ્યા રહ્યા છે બારરે.–પ્રાણીયા.

ઉપર પુલડાં ફર ફરેને, હેઠળ—શ્રીફળ ચાર;
ઠીક કરી એને ઠાઠડીમાં બાંધ્યો, પછી પુકે પડે પોકારરે.—પ્રાણીયા.
શેજ—તળાઈ વીના સુતો નહીને. કરતો હુન્નર હજાર;
ખોળી ખોળીને બાળશે, જેમ લોઢું ગાળે લુહારરે.—પ્રાણીયા.
શમનાન જઈને ચેહ ખડકી, તે ઉપર કાષ્ટનો ભાર;
અગની મુકીને અળગા રહે, પછી અંગે ઝરે અંગારરે.—પ્રાણીયા.
સ્નાન કરવા સઉ ચાલીયા મળી નર સબળાને નાર;
ભોજો ભગત કહે દશ દહાડા રોઈને, વળતી મુકયા વીસારરે.—પ્રાણીયા.

---

**સુરદાસ. —રાગ, ભજન, પદ—**

નાથ કેસે ગજકો બંધ છુડાયો, પ્રભુ એહી અચરજ મોહે આયો...નાથ.
ગજ ઓર ગ્રાહ લડત જલ ભીતર, લડત લડત ગજ હાર્યો,
જવભર શુંઢ રહી જલ ઉપર તબ હરી નામ પુકાર્યો...નાથ
સબરીકે બેર સુદામાકે તાંદુલ, રૂચી રૂચી ભોગ લગાયો;
દુર્યોધનકો મેવો ત્યાગી, ભાજી વિદુર ઘર પાયો...નાથ.
પેંઠ પાતાળ કાળી નાગ નાથ્યો, ફણુધર નૃત્ય કરાયો,
ગીરી ગોવરધન કરપર ધારી, નંદ ઘર લાલ કહાયો...નાથ.
અજામેલ ગજ ગુનકા તારી દ્રોપદીકો ચિર પુરાયો;
પયપાન કરતા પુતના મારી, કુબજાકો રૂપ બનાયો...નાથ.
ખોલ કોટડી બાદલ ધાયો, ગરૂડકો નહિ બોલાયો;
છુટો નહી રાધાજીકો કંગન, ઓ બલ કહાંરે ગુમાયો...નાથ.
જોગી જીનકો ધ્યાન ધરત હે, ધ્યાન ધરત નહી આયો;
"સુરદાસ" પ્રભુ તિહારે મીલનકુ, જશોદાકી ધેન ચરાયો...નાથ.

---

## સતી રૂપાંદેનું ભજન:—આખ્યાન.

નાયક આવ્યાં ગુરૂવા દેશનાંરેજી, રૂપાંશણી જમલે પધારોજી,
હું કેમ આવું ગુરૂ મારા એકલીજીરે, સુતો માલદે જાગેરેજી.
નીંદ્રા મંગાવું સારા શહેરનીરે, ઉપર અમર ઓછાડીરે હોજી,
સોડમાં સુવારૂં વાસુકી નાગનેરે, ખુણે ખાટ ઢળાવુંરે હોજી.
વાળે વાળે મોતી પરોવીઆંજીરે, ટીલડી ચોડી લેલાટરે હોજી,
થાળ ભર્યો સગ મોતીડેજીરે, રમઝમ કરતાં ચાલ્યાં હોજી.
ત્યાંથી રૂપાંદે રાણી ચાલીયાંજીરે, આવ્યાં દોડીને દરવાજે હોજી,
ભાઈ પોળીયા વીરા વીનવુંજીરે, તું તો સુતો છે કે જાગે હોજી.
કાંક સુતો કાંક જાગીઓજીરે, રાણી તમે કઠડે પધારોજી,
વૃત રહીયાં એકાદશીનાંજીરે, ઇશ્વર પુંજવાને જાવું હોજી.
તાળાં જડાવી જેશળ શેરનાંજીરે, કુંચી માલા દરબાર હોજી,
ઉભી રહી અલખ આરાધીયોરે, ખડક મારીને ખોલી બારીરેજી.
ત્યાંથી રૂપાંદે રાણી ચાલીયાંજીરે, આવ્યાં ધણીને દરબાર હોજી,
અલખ વધાવ્યો સાચે મોતીડેજીરે, સોનીઓપતી પધરાવ્યા હોજી.
સઉ સંતોને હરે હરી મારેજીરે, ગુરૂને પ્રણામ હોજી,
આવ્યાં રૂપાંદે રાણીજીરે, જલહલ જોત્યું દરશાણી હોજી.
ચંદ્રવળી ચાલ્યા ગાંડીયાજીરે, સુતો માલાને જગાડયો હોજી,
ઉઠો રાણા ઉઠો રાજીયાજીરે, રાણીએ રાજ અભડાવ્યાં હોજી.
ઝડપ દઇને માલોજી જાગીયાજીરે, સોડમાં વાસુકી સુંઘાવ્યોજીરે,
કરડયો જતાં ઉગર્યોજીરે, ચંદ્રાવળી ભાગ હોજી.

ખડક ખાંડું લીધું હાથમાંજીરે, માલદે ક્રોધ કર્યો હોજી,
જોયાં મંદીર જોયાં માળીયાંજીરે, ઘોડાની ઘોડારૂં હોજી.
ત્યાંથી રાવળ માલો ચાલીયાજીરે, આવ્યા દોઢીને દરવાજે હોજી,
ભાઈ પોળીયા વીરા વીનવું જીરે, રાણીને જાતાં તે જાણીરે હોજી.
કાં સુતો કાં જાગીઓજીરે, મુજને ખબર નથીરેજી,
કોપ કરી ખાંડુ ફેરવ્યુંજીરે, પોળીએ પોળું ઉઘાડી હોજી.
ત્યાંથી રાવળ માલો ચાલીયાજીરે, આવ્યા રૂખીને દવાર હોજી,
પાછલી પછી તે ચઢીયોજીરે, નજરે રાણી ભાળી હોજી,
ગુરૂ મારા દેવંચીજીરે, જોયું આંખી વરતાણી હોજી.
આપણા શહેરમાં કોઈ નહી નુગરો જીરે, માલદે પધાર્યા હોજી,
બરસીકૂલે મોજડીઓ ઉપાડીજીરે, માલદે ત્યાંથી ચાલ્યારે હોજી,
સઉગતોને હરી હરીજીરે, મારા ગુરૂને પ્રણામ હોજી,
ગુરૂ મારા દેવંચીજીરે, પગની મોજડી પહેરાણીરે હોજી.
સઉગતોએ અલખ આરાધીયોજીરે, સ્વર્ગથી મોજડી ઉતારીહોજી,
લો રૂપાદે પેરો મોજડીજીરે, કંઇ કેણ કેવરાવ્યાંજીરે.
ત્યાંથી રાવળ માલો ચાલીયાજીરે એક તો પોળીયાને માર્યો હોજી,
શીખું માગી રૂપાંદે ચાલ્યાંજીરે, આવીયાં દોઢીને દરવાજેહોજી.
ઉભાં રહી અલખ બોલિયાંજીરે, પોળીયાને સજીવન કીધો હોજી,
સાંકડીશેરીમાં સામો મળ્યોરેજી, સતીનો છેડલો ઝાલ્યો હોજી.
રાત અંધારી આંખો લુંબેઝુંબેજી, રાણી તમે કઠડે પધાર્યા હોજી.
વૃત રહ્યાં એકાદશીનાં જીરે, ઇશ્વર પુંજવા ગિયાં હતારે હોજી,

આપણા શહેરમાં નહિ ફુલવાડીયુંજીરે, ઢોલક ઢમકે પાણીહોજી.
પેલી વાડી સામુ શહેરમાંજીરે, બીજી ગઢ ગીરનાર હોજી,
ત્રીજી ધણીનાં ચોકમાં જીરે, ચોથી ઃથાળીમાં. ઠેરાણીજી.
ઝડપ લેઈ છેડલો તાણીઓજીરે, ફુલડે છાબુ ભરોણી હોજી,
જે *મારગડે તમે ગયાં હતાંજીરે, તે પંથ અમને બતાવો હોજી.
એ પંથ માંહ્ય દોહીલાજીરે, ખેલું ખાંડાની ધાર હોજી,
પેલો માર મોભી દીકરોજીરે, બીજો હંસલો ઘોડો હોજી.
ત્રીજો માર કવલીનો વાછડારેજી, ચોથી ચંદ્રાવળી રાણીહોજી,
ચાર મસ્તક લઇ આવજોજીરે, રાજપંથ બતાવું હોજી.
ત્યાંથી રાવળ માલો ચાલીયાજીરે, આવ્યા પોતાને મહેલે હોજી,
ચારનાં મસ્તક વાઢીયાંજીરે, આવ્યા રૂપાંદેની પાસ હોજી.
ત્યાંથી રૂપાંદે માલો ચાલીયાજીરે, આવ્યા ધણીને દ્વાર હોજી.
ગુરૂરે ગુરૂ મારા દેવચીજીરે, મોટો ભુપ નમાવ્યો હોજી.
સર્વ ગતને હરી હરીજીરે, માલાનાં કાંકર્ણ ભર્યાં હોજી.
પેલો જીવાડયો મોભી દીકરોજીરે, બીજો હંસલો ઘોડો હોજી
ત્રીજો જીવાડયો કવલીનો વાછડોજીરે, એની માતાને ધાવેહોજી.
ચોથી જીવાડી ચંદ્રાવળીજીરે, એતો હરીની આરતી ઉતારેહોજી.
ભલે મળ્યો મેઘ ધારૂવાજીરે, મુવાં સજીવન કીધાં હોજી.
ગાય શીખે સુણે સાંભળે જીરે, વઈકુંઠ એનો વાસ હોજી.
મેઘ ધારૂ એમ બોલીયાજીરે, સંતનો વઇકુંઠ વાસ હોજી.

---

## ( ગંગાદાસનું ભજન પહેલું. )

મળ્યો મનુષ્ય જનમ અવતાર, માંડ કરીને,
તમે ભજ્યા નહી ભગવાન હેત ધરીને,
તેથી ખાશો જમનો માર, પેટ ભરીને,
માટે રામ નામ સંભાર .... .... ....ટેક૦
ગઇ પલ પાછી ફેર નહિ આવે, મુરખ મુઢ ગમાર,
ભવસાગરની ભુલવણીમાં, વીતી ગયા જુગ ચાર,
ફેરા ફરીને..... .... .... ....મળ્યો૦
જઠરા અગ્નિમાં જુગતે રાખ્યો, નવ માસ નીરધાર;
સ્તુતી કીધી અલબેલાની, બહાર ધેર્યો અવતાર,
માયામાં મોહીને. .... .... ....મળ્યો૦
કળજુગ કુડો રંગે રૂડો, કેતાં ન આવે પાર;
જપ તપ તીરથ કછુ ન કરીયાં, એક નામ આધાર,
શ્રીકૃષ્ણ કહીને. .... ... ...મળ્યો૦
ગુરૂગમ પાયો મનમેં સાયો, જુગતી કરી જદુરાય,
ગંગાદાસકુ જ્ઞાન બતાયો, રામદાસ મહારાજ
દયા કરીને..... .... .... ....મળ્યો૦

---

## ( ગંગાદાસનું ભજન બીજું. )

મન કરી લેને વિચાર જીવન થોડા,
તારા હરી કથાની માંય જ્ઞાન છે બોડા,
અંતે જાશો જમપુરી માંય, જડશે જોડા,
તેથી રામ નામ સંભાર. .... .... ....ટેક૦

મોર મુગટ ધર્યો શીર ઉપર, દરપણુ કરમોજાર,
વેઢ વીંટીયું હાર ગળામાં, ખુબ ધર્યો શણુગાર,
પગમાં તોડા.... ... ... ...મન૦
હસ્તી ઉપર કનક અંબાડી, ખમા કહે છડીદાર,
રથ મીયાના ઉંટ પાલખી, કેતાં ન આવે પાર.
ચડવા ઘોડા .... .... .... ....મન૦
લોભ ન ચુકે કામ ન મુકે, ઘર ધંધાની માંય,
મુરખ મન તું કછુ ન બુજે, તીરથ ગંગાની ગાય.
પાવ છે ખોડા. .... .... ....મન૦
સંસાર સાગર મહા જળ ભરીઓ, રામનામકો જહાજ,
ગંગાદાસકુ જ્ઞાન બતાયો, રામદાસ મહારાજ
ખરાની વેળા..... .... .... ....મન૦

---

## (ધીરાનો ધડુસલો મોત વિષે.)

કઠણુ ચોટ છે કારમીરે મરણુ મોટેરો માર,
કંઈક રાજાને કંઈક રાણીયા,
હાંરે મેલી ચાલ્યા સંસાર,—હેતે હરીરસ પીજીએ,
સંસાર ધુમાડાના બાચકા રે, સાથે ન આવે કોઈ,
રંગ પતંગ તો ઉડી જશે, જેમ આંકડાનો થોર—હેતે.
કેનાં છોરૂ ને કેનાં વાછરૂ, કેનાં માયને બાપ,
અંતકાળે જાવું એકલું, હાંરે સાથે પુન્ય ને પાપ—હેતે.
માળી વીણે રૂડાં ફુલડાંરે, કળીઓ કરે છે વિચાર,
આજનો દીન રળીઆમણોરે, હાંરે કાલે આપણે શીર ઘાત—હેતે.

જાયા તેતો સર્વે જશેરે, નથી કાયા રહેનાર,
મરનારાને તમે શું રૂઓ, હાંરે રોનાર નથી રહેનારરે—હેતે.
દાસ ધીરો રમે રંગમારે રમે દિવસ ને રાત,
હું મારૂં મિથ્યા કરો, રમો પ્રભુ સંગાથરે.—હેતે.

---

## ( ધ્રુવ અને પ્રહલાદનું ભજન. )

જીવડાનું જતન કરોરે, જીવડાનું જતન કરોરે,
તારારે જીવડાને, જોખમ લાગશે, હે મન લોભીજી.
જાવું તારે દુવારકાંને બેટ; જાવું તારે દુવારકાંને બેટ;
વચમાં કાબા તુંને લાગશે. હે મન લોભીજી.
ભાતું લેજોરે સંગાત, ભાતું લેજોરે સંગાત;
સરગમાં નથી હાટ વાણીયો, હે મન લોભીજી.
ભોમીયા લેજોરે સંગાત, ભોમીયા લેજોરે સંગાત,
એવા ભોમીયા તે ભોમ બતાવશે. હે મન લોભીજી.
ત્રાટાં નહી ઝીલે ભાર, ત્રાટાં નહી ઝીલે ભાર,
ભીતું હશે તો ભાર ઝીલશે. હે મન લોભીજી.
સંઘરૂં નહી આવે કામ સંઘરૂં નહી આવે કામ;
ખાઓ પીઓરે વીગતે વાવરો હે મન લોભીજી.
બોલ્યા ધ્રુવને પ્રહલાદરે બોલ્યા ધ્રુવને પ્રહલાદ;
એવો હરી ભજન એક હીરલો. હે મન લોભીજી.

## ( પીઠા ભક્તાનાં ભજન. )

ક્રીયાં જઈ રેસો રાત મારા બાળપણાના સાથી,
રે જીવ હંસલા આતમ, જીવડા ક્યાં જઇ રેશો રાત. ટેક૦

ગાડું ભર્યું ચંદન લાકડે, ચડવાને ઘોડા કાટ,
ચારજણા તને ઉપાડી ચાલ્યા, ખોખરી હાંડીમાં લીધી આગ–રે જીવ.
બેની રૂવે બજારમાં, તારી માતા રૂવે ઘરબાર,
એક વીસામો ઘર આંગણે, ને બીજો ઝાંપા બાર.–રે જીવ.
ત્રીજો વીસામો ગામને ગોંદરે, શમશાન વીસામો ચોથ,
હાથ કર જોડી પીઠાજી બોલ્યો, હરી વીણ એક ન ઓથ:
રે જીવ હંસલા આતમ ક્યાં જઇ રેશો રાત.

---

## ( લીલાવતીનાં ભજન. )

એ ભલો ભલો મેવાડનો રાજા રાણો કુંભોજી,
કુંભાને સરીખારે હરીજન અમને હેતે મળોરેજી,
ઓત્રા ખંડમાંથી ચારણ આવ્યોરે હાં,
અને આવ્યો આવ્યો કુંભ કેરા મોલરે. એ૦

રૂપું માગો તો ગઢવી સોનું આપુંરે હાં,
અને આલુઆલુ ગરથ ને ભંડારરે. એ૦
સોનું રૂપુ મારે અંત સુણેરૂં રેહાં,
હું માગું કુંભા તારી રાણીને. એ૦

અસત બોલું તો, મારૂં સત હારૂંરે હાં,
અને સુના સુના મોલ તમારારે. એ૦
સાંજ પડી સતીયે દીવડીયા રચાવ્યાયે હાં,
અને મોલે આવ્યો ગઢવી ચારણુરે. એ૦
હરતા ફરતાં ગઢવી. વાણુલાં વાયારે હાં,
અને જ્યારે જુવે ત્યાં, કુંભો રાણોરે. એ૦
સવાર પડીને, ચોરે ચારણુ આવ્યોરે હાં,
અને સુતો માલાને જગાડ્યો રે, એ૦
કર જોડી ગઢવી, પાય લાગ્યોરે હાં,
અને સાચું સાચું, ધરમ તમારૂં રે. એ૦
માલદેની કુંવરી સતી લીલાવતી બોલ્યાંરે હાં,
અને મારા હરીજનો, અમરાપુરમાં વાસરે, એ૦

---

## (રામદે પીરની સાવળ) ભજન.

ચડો ચડો અજમલરા રામા, એકવાર ઘોડલે જીન ધરો.
પીરજી દ્વારકાં રોકાઈ રહ્યા, રામો દ્વારકાં રોકાઈ રહ્યાં,
તારે મારવાડ દેશમાં, વખો પડયો હોજી. ટેક૦
ગઢ દીલ્હીથી ચડયો બાદશાહ, ગામ રણુંજા ઘેર લીઓ. ચ૦
કોણુ કુંવરની ભોમ ભણીરે, કોણુ કુંવરની આણુ ફરે.—ચ૦
અજમલજીની ભોમ ભણીરે; રામા કુંવરની આણુ ફરે,—ચ૦
લીલુડા નેજા તોડદીયા, ગળીએલ નેજા રોપ દીયા.—ચ૦

ગામ રણુંજામાં ગાંય વેધીયું, લાલદેવરા રંગ ચડે.—ચ૦
માતા મીણલદે રૂદન કરે છે, તારા મોઢીણાના બંધ હુવા.—ચ૦
દોરો કાગળ લખે ભાડી હરજી, વિદ્યા પંડિતની સાંડી પડે.—ચ૦
દ્વારકાંથી પીર રામદે ચડીયા, ચંપો કુંપો એની વારે અડે.—ચ૦
ગઢગીરનારથી ગોરખ ચડીયા, ચોરાશી સીધ, એની વારે ચડીયા.
મેવાડમાંથી મલીનાથ ચડીયા. બાવનવીર, એની વારે ચડીયા.
આબુગઢથી કુંભોરાણો ચડીયા, ચોસઠજોગણી એની વારે ચડી.
એબ ગેબરી માલેરે, બાદશાહના તંબુડા તોડ દીયા.—ચ૦
હેઠે બાદશાહ, ઉપર ઢોલીયો, તે પર હંસલો રમણ કરે,—ચ૦
ઉભી ઉભી હુરાં અરજ કરે છે, હિંદવા, બાદશાહને છોડી દીયે.
દીલ્હી શહેરમાં દેવળ ચણાવું, ઘેર ઘેર રામના જાપ જપે.—ચ૦
સવા લાખની દેગ ચડાવું, સવા લાખનું છતર ચડે.—ચ૦
આદજુગરો સેવક તમારો, દુજા ધણી મેં નવ કીયા.—ચ૦
હરીચરણેભાડી હરજી બોલ્યા, સહાય ધણી મારી સંગે રચ્યા.—ચ૦

---

## (રામદે પીરની સાવળ) ભજન.

વાગે ભડાકા ભારી ભજનરા, વાગે ભડાકા ભારીરે હોજી,
આદ બીજના ધણીને સમરૂં, નકલંકી નેજા ધારી.—ભજનરા.
ધ્રુવ રાજને અમર સ્થાપ્યો, પ્રહલાદ ઉગાર્યો પડકારીરે હોજી;
સંધ્યાકાળે દૈત સંહાર્યો, હરીએ નોર વધારી.—ભજનરા.
તારાદેનું સત રાખવા, માળી થયા છે મોરારી હોજી,
માલે રૂપાંવા હેરણ ફેર્યા, આરાધે મોજડીયું ઉતારી.—ભજનરા.

તોળીએ ત્રણ પુરૂષ તાર્યા, જેસલ ઘેર નારીરે હોજી,
સુધન્વાના નામ પ્રતાપે, ઉકળતી કઢા ઠારીરે.–ભજનરા.
પળેપળે. પીરરામદેને સમરો, ઇચ્છે અલખ અવતારીરે હોજી;
હરી ચરણે ભાટી હરજી બોલ્યા, ધણી ધાર્યો નેજાધારી.–ભજનરા.

---

## ( દલા વાણીયાની રામદેવપીરની સાવળ. )

અરજ સાંભળો રણુંજાના રાય,
હુકમ કરો તો પીર જાતરાઉં થાય;
મારી અરજ સાંભળોજી. .... .... ટેક૦
ગુજરાતી વાણીયો, જાત્રાએ જાય,
માલ દેખીને ચોર વાંસે થાય. .... .... મારી૦
જાડી જાડી ઝાડીયું વસમી વાટ,
બે જણા વાણીયાને ત્રીજો સાથ, .... મારી૦
ઉંચા ઉંચા ડુંગરા, વચમાં ઝોળ,
મારી નાંખ્યો વાંણીયો ને, માલ લઇ ગયા ચોર. મારી૦
ઉભી ઉભી અબળા કરે પોકાર,
સોગઠે રમતા પીરને ગયો છે અવાજ. .... મારી૦
લીલુડો ઘોડો હાથમાં તીર,
વાણીયાની વારે આવ્યા રામદે પીર. .... મારી૦
ઉઠ ઉઠ વાણીયણુ, ધડ માથું જોડ,
ત્રણ ભુવનમાંથી શોધી લાવું ચોર. .... મારી૦

કહું છું ચોર તમે કેટલેક જાઓ,
વાણીયાનો માલ, તમે કેટલા દહાડા ખાસો. મારી૦
આંખે કરૂં આંધળો, દીલે કાઢું કોડ,
દુનીયાં જાણે આતો, રામા પીરનો ચોર..... મારી૦
ગામ દલુ વાણીઓ, ને ભલી રાખે ટેક,
રણુંજા શહેરમાં, વાણીયે પેરી લીધો ભેખ મારી૦

---

## ( ચેલઈયાનું હાલરડું. )

હું રે તારે હાલરડે હડતાળ, બાળા ચેલઈયા જીવો ભાઈ
ચેલઈયા, ખમા ખમા. ટેક૦

હેરે, મારા નોંધારાના આધારરે,
બાળા ચેલઇયા જીવો ભાઇ. ચેલઇયા૦

હેરે, મારા આંખડીના છડીદારરે,
બાળા ચેલઈયા જીવો ભાઇ. ચેલઇયા૦

હેરે, મારે કણુ તો, ખુટયા કોડારરે,
બાળા ચેલઇયા જીવો ભાઈ. ચેલઇયા૦

એજી મારે હાલરડે હડતાળ,
કુંવર ચેલઈયા ખમા, ખમા, ચેલઇયા૦

એજી તારા મહેતાજી જુવે તારી વાટરે,
કુંવર ચેલઈયા ખમા, ખમા. ચેલઇયા૦

# સાખી

અમે જાણ્યું તું ચેલઈયાને પરણાવશું, જાડી જોડશું જાન,
પણ ઓચીંતા મરણ આવીયાં, સ્વર્ગમાંથી ઉતર્યા વૈમાન–બાળા૦
લીલી હોજો લીંમડી, એની શીતળ હોજો છાંય,
બંધવ રહેજો અબોલડા, તો . . પોતાની બાંય.–બાળા૦
કુવા ઢાંકણ ઢાંકણું, જગની ઢાંકણ જાર,
બાપનું ઢાંકણ બેટડો, એમ ઘરનું ઢાંકણ નાર.–બાળા૦
ફળ વીના ઝુરે પીપળી, એમ બંધવ વિનાની ઝુરે બહેન,
પુત્ર વિના ઝુરે માવડી, એજી તારે પીંગળે પડીએલ ખોટ.–બાળા.
હે ઘર નમ્યું તો ભલે નમ્યું, વળી તું કયાં નમ્યો ઘરનો મોભ,
જેના ઘરમાંથી કંધોતર ઉઠયાં, તેને જન્મો જન્મ શોક.–બાળા૦
હે મેલામાં મેલો દુબળો, તેથી મેલો લોભ,
તેથી મેલો શગાળશા વાણીયો, એતો મુવે ન પામે મોક્ષ.–બાળા૦
હાથે પોંચી હેમની, વળી ગળે એકાવન હાર,
જેને આંગણે નહીં દીકરો, હે તેનાં મંદીરીયાં સુનકાર.–બાળા૦
જળ વીનાની માછલી, ટોળા વછોઇ ગાય,
હરણ વછોઈ મૃગલી, એમ પુત્ર વછોઇ માય.–બાળા૦
ભાઇ મરે ભવ હારીયે, બેહેની મરે દશ જાય.
બાળપણમાં જેનાં માવતર મરે, તેને ચોદશના વાયુવાય.–બાળા૦
ચેલઇયાને સજીવન કીધો, લાગ્યો પ્રભુને પાય,
લોજલના સ્વામીને ભેટતાં, પંડના પ્રાયશ્ચિત જાય.–બાળા૦

---

## ભજન.

બાંધ્યા પ્રભુથી ન નેડા
હો જીવડા કરસો હવે તમે શું
બાંધ્યા તે બંગલાને બાંધી વખારો
બાંધ્યા તે માળીઓને મેડા— એ જીવડા.
અહીંનુ હશે તે અહીંઆંજ રહેસે ભાઈ
જમડાનાં આવસે તેડાં— ઓ જીવડા.
ભકતીનાં ભોજન તમને ના ભાવ્યાં
ખાધા તે બરફીને પેંડા— ઓ જીવડા.
વરણાગીનો પાર ન રાખ્યો
ચાલ્યા છો વાંકાને ટેડા— ઓ જીવડા.
રાતે કે દિવસે પ્રભુને ભજ્યા નહિ
કીધા વ્યવહારના બખેડા— ઓ જીવડા.
સંસારના સગાથી બાંધી તે ગોઠડી
પ્રભુને મુકયા તે વિસારી— ઓ જીવડા.
હજુએ પ્રભુથી પ્રીત સાચી બાંધી લે
તો પાર ઉતારસે પ્રભુ ઓ જીવડા કરસો હવે શું.

---

અલ્યા ધન જોબનના માનમાંરે; શીદ બેશી રહયો. (૨)
અલ્યા માળા મેડીને મકાનમાંરે, શીદ પેશી રહયો. (૨)
નારી નઠારીને પ્યારી તેં માની,
ગોરી ગુણવંતીના ગાનમાંરે............શીદ.

આમરસ દામ રસ, ચામરસ ચાખતાં.
રામરસ ચાખ્યો ન ગુમાનમાંરે........શીદ.
ગાડીમાં ભુલ્યો, ને વાડીમાં ડુબ્યો;
તબલાં સારંગીના તાનમાંરે............શીદ.
એક દિન વસમો આવશે તારે,
વસવું જઈને સ્મશાનમાંરે............શીદ.
અધિક અમલ તુજ હાથે ચડયો છે,
સમજી લે જે આ સાનમાંરે............શીદ.
રેવા રશિકની મહેર મળે તો,
ભક્તિનું ફળ છે જ્ઞાનમાંરે............શીદ.

---

## ભજન

સમજી લે તું સાધક વીર. (૨)
કરી સાધના ચઢવું સ્વર્ગે, કાં પડવું ભવ તીર—સમજી.
સાધે તેને વાધે સંપત્તિ, અડગ રહે નર ધીર—સમજી.
ભ્રષ્ટ થવાથી ઘણા ભટકયા છે, પરમેશ્વર કે પીર—સમજી.
કેણી સમ રેણી રાખે તો, ભાગે તારી ભીર—સમજી.
"રેવા" રંકનો સ્વામી મળશે, જ્ઞાન સરોવર તીર—સમજી.

---

### ભજન

કૃષ્ણ પ્યારે સામળે, દરશન દીખાતે કયું નહીં રે;
દીલ ધડકતા હય મેરા, જલવા દીખાતે કયું નહીં રે. કૃષ્ણ.

### સાખી

અરજુન કો ગીતા સુનાહી, આપહી રથમેં બેઠકે;
એકહી વચન તુમારે મુખકા, હમકો સુનાતે કયું નહી રે. કૃષ્ણ.

### સાખી

વંદ્રાવનકી કુંજમે, ફીરતે બજાવે બંસરી;
મનહરણ ઓ મોરલી, હમકો સુનાતે કયું નહી રે. કૃષ્ણ.

### સાખી

જબસે ગોકુલ છોડકે, મથુરામે જા કર બસે;
જુમના ત્રટ પર આનકર, ધેનુ ચરાતે કયું નહી રે. કૃષ્ણ.

### સાખી

એ જીંદગીકા કયા ભરૂસા, મીલના હય તો આય મીલો;
નહિ તો અપને કરમે લેકર, ખંજર લગાતે કયું નહીરે. કૃષ્ણ.

### સાખી

પતીત પાવન નામ સુણકે, આકે ચરણો મે ગીર્યા;
મનમોહન ઓ મોહની, સુરત દીખાતે કયું નહી રે. કૃષ્ણ.

### સાખી

સખી મણી કે સ્વામી, આકે શરણ તેડી પડયા;
કૃષ્ણ પ્યારે બનસી બાલે, હમકો બોલાતે કયું નહી રે. કૃષ્ણ

## ભજન.

મનવા સંગત રંગત લાગે (૨)
શુકલ વસ્ત્રને શ્યામની સંગે, કૃષ્ણ ડાઘ એક લાગે—મન૦
વાયસ સાથે શુકને રાખો, મધુરી વાણી ભાગે—મન૦
નિર્વ્યસનાને વ્યસની સાથે વ્યસની ચિંતા જાગે—મન૦
જાર જુગારી સંગે રહેતાં, સદ્ગુણ સરવે ત્યાગે—મન૦
રેવા સજ્જનની સંગતથી, જન્મમરણ દુઃખ ભાંગે—મન૦

---

## ભજન.

સામળીઆ પીતાંબર ધારી, તારી ગરૂડ ઉપર અસવાર—ઓ સા.
ગોવિંદા ગોકુળવાસી, તમે માર્યા મામો માસી.—ઓ સા.
વાલે મુખપર મોરલી ધારી, તારે ચરણ કમળ બલીહારી—ઓ સા.
સધાવર રંગના રસીઆ, મારા રૂદે કમળમાં વસીઆ—ઓ સા.
આવ્યા દવારકાથી નાશી તમે ડાકોર કીધુ કાશી—ઓ સા.
વાલા છો રણછોડરાયા મને લાગી તમારી માયા—ઓ સા.
ધન ગોમતીજીના આરા, મારા સફળ થયા જનમારા—ઓ સા.
ધન ગંગાબાઇની વાળી, સવા વાલ થયા વનમાળી—ઓ સા.
ધન નરસઇઆના સ્વામી, મારી વારે ચડો વનમાળી—ઓ સા.

---

# પહેલો ભાગ સમાપ્ત.

---


સુરત–બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી 'મહાદેવ' પ્રિ

પ્રેસમાં મણીલાલ ભગવાનદાસે છાપી.